શ્રી.

# રાઘવ વન વિહાર

## નાટકના ગાયનો.

બનાવનાર

ઠક્કર રામજી વશરામ ભગત.

તે

ઠક્કર ત્રીકમજી વશરામ ભગતની સહાયતાથી
છપાવી પ્રસીધ્ધ કરનાર
ઠક્કર રણછોડ વશરામ ભગત.
બંદર ધોલેરાવાળા

આ ચોપડી કહેછે—છંદ હરીગીત.

પ્રીય વાંચનાર ન હોય તુજમાં અભણુતા ખળતા અને
એહોપણુ તો વહાલ ધરીને જાણ્ય કરનાં તું મને
નહિ નહિ કુચાલી કે નમાલી ખાલી બબકાદાર હું
પણ પ્રીત કર્યે મુજ સાથ તો તુજ પાપને હરનાર છું

સંવત ૧૯૫૮ નકલ ૧૦૦૦ સને ૧૯૦૨

ધી ચંદ્રપ્રકાશ પ્રેસ—અમદાવાદ.

કીંમત ૦-૩-૦

श्रीमतेरामानुजायनमः

# अरपण पत्रीका.

## પરમ પદ વાસી પ્રીય પુત્ર જેઠાલાલ

શોળવર્ષ પર્યંત પુર્વની લેણદેણના સંમન્ધે તું મારે ત્યાં ઇસ્વર ઇછાથી રહી મને તથા મારા બાંધવોને સંતોષ પમાડી લેણદેણનો સંમન્ધ તુટયે શ્રીમન્નારાયણ પ્રભુ સમીપે જઇ સદાયને માટે વસ્યોછો તથાપી તારા સર્વે સદ્ગુણોથી લોભાઇને હું પેહેલેજ પાને તને પધરાવી શ્રી રામચરિત્ર મય આ પુસ્તક તારા સીરપરજ મુકુંછું

પુનમ ચાંદની પુરી ખીલી રહીરે.—એ રાગ

વાલામારા પુત્ર તુજને વાલા લાગતારે.
ગાતાદીન બંધુ શ્રી રાઘવના ગુણગ્રાંમ.
માટે અરપણ કર્યોછે ગ્રંથ મેં તનેરે. ટેક.
રાઘવ પ્રતાપ વાંચીને કેતો વારમવાર.
બાપા હવે પુરું કરો રાઘવ વન વિહાર.
દેખાડયો નૈં પ્રભુ યેં દીન એવામાનો ગયોરે
તોડી નેહ છેહ દઇને તું પ્રભુ ધાંમ " માટે અરપણ ૧
લાયક પ્રેંમ લઘુવયે રઘુવરપદ પાથોજ
શુખમાંને દુખમાય પણ નીભાવિયો સરોજ.
જેઠા મેં તે યાદગીરીને કાયમ રાખવારે
વળી જોડાય પ્રભુ ગુણ સાથે તારૂ નામ માટે અરપણ ૨

લી. હુંછું તારો સુભેચ્છક
રામજી વશરામ ભગત સોમૈયા.

# નોટીસ.

આ પુસ્તકની નકલ કોઇપણ માણુસની પાસે મારા દસ્કતની અગર મારાભાઇ ત્રીકમજી વશરામ તથા રણછોડ વશરામના હાથદશકતની સહી વીનાની હશે તો તે ગેર કાયદાની ગણાશે કારણ કે આ પુસ્તક રજીષ્ટર થયેલુંછે. તેથી બીજા કોઇને છાપવા યા છપાવા અગર ભજવવાનો અધીકાર નથી. માટે મારી અગર મારા ભાઇઓની સહી વીનાનુ પુસ્તક કોઇયે પણ લેવું યા રાખવું નહી. તા. માહે સને ૧૯

ઠક્કર ભગત સહી દા. પોતે.

**રાઘવ પ્ર. તથા રાઘવ વનવીહારના કર્તા**

બંદર ધોલેરા શાકપીઠ.

# જાહેર ખબર.

આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થયેલા તેમજ આ પુસ્તકને વાંચનારા સર્વે સદગ્રહસ્થોને મારા તરફથી નીવેદન કરવામાં આવછેકે આ પુસ્તકમાં રામાયણના અયોધ્યા કાંડમાં આવેલા ચરિત્રો સમાવેશ થયેલાં છે પણ તે પછીના આરણ્ય કાંડમાં આવેલા શ્રી રામપ્રભુના પવિત્ર ચરિત્રો હવે પછીના "**રાઘવ સીતા વિયોગ**" નામના જુદા પુસ્તકમાં પ્રસીદ્ધ કરવામાં આવેલાં છે અને તે શ્રી "**રાઘવ શીતા વીયોગ**" નામનુ પુસ્તક પણ થોડા વખતમાંજ નાટકના આકારમાં બાહાર પાડવા વીચાર છે. તેમાંપણ આ રાઘવવંન વીહાર પ્રમાણેજ તરેહ તરેહના રાગોની ગોઠવણ કરવામાં આવેલી છે. અને શ્રી રામચંદ્રજીનુ ચીત્રકોટ મુકી અત્રી રૂસીના આશ્રમે જવું. ત્યાંથી શરભંગ મુનીને મોક્ષ આપી પંચવટીમા આવવું. ગંધરાજ જટાયુનો મેળાપ. સુપનખાનુ આવવું. તેના નાક અને કાન કપાવા. ખરદુષણ તથા રામનુ ભયંકર જુદ્ધ. રાવણનુ મારીચને મૃગ બનાવી પંચવટીમાં આવવું. સીતાનુ હરણ કરી જવું. રામે સીતાના વીજોગે કરેલો શોક પંચવટીમાંથી સીતાના શોધને માટે ચાલવું અને શબરી નામની ભીલડીનો કરેલો ઉધાર. વીગેરે બાબતો ગાયનમાં તેમજ સંજસાજ ભાષણમાં દરશાવેલ છે. માટે તે પુસ્તકના ગ્રાહક થવા જેની મરજી હોય તેમણે તાકીદે નામ નોંધાવવા. કીંમત અગાઉ થનાર ગ્રાહક પાસેથી રૂ.૦–૨–૦ બે આના. પાછળથી લેનારને રૂ. ૦–૩–૦ ત્રણ આના લેવામાં આવશે.

**સહી ઠક્કર રામજી વશરામ ભગત.**

ધોલેરા શાક પીઠ.

હરીૐ

શ્રીમતે રામાનુજાય નમઃ

# રાઘવ વનવીહાર

## નાટકના ગાયનો.

---

**સુત્રધાર— (મંગળા ચરણ કરે છે) રાગ દીંડી.**

હે પ્રભુ અનાથ નાથ બીરદ ધારી, કરૂં પ્રેમથી હું પ્રાર્થના તમારી,
નિરાધાર તણાછો તમે આધાર, નથી આપ વીના અન્ય શાંહકાર;
કોસલેશ મને આપનો નિદેશ, છે વિસ્વાસ નથી ઊર અંદેશો લેશ.
તેથીજ આજ હે મહારાજ કરૂ દાવો, દાસ જાણી દયા આણીને નિભાવો.
સીતા કાંત સ્વરૂપ શાંત ગરૂડ ગામી, માગું આપનું સદૈવ શર્ણ સ્વામી.
જોડુ હાથ હે રઘુનાથ દયા લાવો, અનન્ય ભક્તિ પંથ પ્રભુ મને બતાવો.
દાસની આ નમ્ર વીનતી દીલધારી, ફલિત થાઓ ઇષ્ટ દેવ તારણારી;
ચરિત્ર આપના અગમ નીગમ પઢાવો, વનવીહાર નિરીક્ષન પુરૂ કરાવો. ૧

**(નટી નામની પોતાની સ્ત્રીને બોલાવે છે.) ગીતીવૃત.**

આવ્ય અહી મુજ પ્યારી. સુંદર સ્થળ આ નજર નીચે આવ્યું,
તો ભગવત પ્રસંગે, ભજવું નાટક અહીયા એમ ભાવ્યું.
**નટી**–આ આવી મુજ પ્યારા, તારા દ્રગના અમુલ્ય છો મારા,
શી આજ્ઞા છે મુજને, કહો ઊતાવળિ વર્તે નીજ દારા.

**( સુત્રધારના કેહેવાથી ગાયન કરે છે ) રાગ શયાનો કનડો.**

ભજમન રામરાંમ રઘુનાયક, એજ પ્રભુ છે ભજવાને લાયક. ટેક.
અધમ ઊધારણ અસુર નિકંદન, સુરવંદન દસસ્યંદન નંદન. ભજમન.
જન મને મીન સમુદ્ર સુધાના, ધર્મ ધુરંધર ધર વસુધાના ભજમન.
રઘુકુળ કમળ અમળના દીવાકર, શરણાગત સુખદાતા સીતાવર ભજમન.
શંકર હૃદય સદયના નીવાસી, અઘ સમુદ્ર સસી સુખરાસી ભજમન.
હંશગાન સુમન આદી કવિના, માતપીતાછે જે જન રામજીના ભજમન. ૨

( નારદમુની રામચંદ્રજીને બ્રહ્માયેં કહેલો સંદેશો કહે છે )

**નારદજી—** **રાગ દક્ષણી લાવણી.**

પ્રભુ રક્ષા કરો સુરઅસુરથી પીડાયારે. ટેક.
ભવાબ્ધિતરણ, કષ્ટ હરણ, આપ ચરણ, તણુ શરણ,
આપીયે રઘુરાયારે, પ્રભુ રક્ષા કરો, સુર અસુરથી પીડાયારે.
સુરની પક્ષમાં, તમે સર્વદા પંકાયારે,
તેથીજ આજ, હે રઘુરાજ, દેવની લાજ, રાખવાકાજ;
શું નથી લોભાયારે, પ્રભુ રક્ષા કરો, સુર અસુરથી પીડાયારે.
તમ સાથે આવવા, સુર લઈ કપીની કાયારે,
જોતાં વાટ, કરે ઊચાટ, અસુર ઘાટ, ઘડવા માટ;
પ્રભુ નશે દેખાયારે, પ્રભુ રક્ષા કરો, સુર અસુરથી પીડાયારે.
દેવાધિ દેવના, તમે નામથી ગવાયારે,
માટે સહાય, સુરની થાય, ત્યમ ઊપાય, ધરી દયાય;
કરો કૌશલ્યા જાયારે, પ્રભુ રક્ષા કરો, સુર અસુરથી પીડાયારે. ૩

**રામચંદ્રજી—** **(નારદમુનીને કેહે છે) રાગ અમરફળનો.**

અહો નારદજી તમ પીતાયે આ શું કાવ્યુંરે.
આવડું બીકણપણું ઊરમા કયાંથી આવ્યુંરે. અહોનારદ.

જાણોછો તમેકે તજી મારૂં મેં સ્વધામરે,
મનુષ્ય દેહ લીધો દેવ રક્ષણને કામરે. અહોનારદ.
માટે જઈ વિધીને કહો રહો હુશીયારરે;
મનમાં અધીરાપણું લાવો ન લગારરે. અહોનારદ.
અજોધ્યા તજી હું નક્કી વન સંચરીશરે,
સ્વલ્પકાળમાં વિનાશ દુષ્ટનો કરીશરે. અહોનારદ ૪

**( મહારાજા દસરથ સભામાં પધારેછે ત્યારે ) ગીતીવ્રત.**

**ચોપદાર**--છત્રધારી જયકારી હાજર સુરપતી રહે જોડી હાથ,
પ્રજા ધર્મથી પાળો, ખમા ખમારે ખમા અવધનાથ.

(મહારાજા દસરથ સીંહાસને બીરાજ્યા એટલે સંગ્રામજીત નામે કેકે રાણીનો ભાઇ ભર્તશત્રુઘ્નને તેડી જવા માગણી કરે છે )

**સંગ્રામજીત**— **રાગ માઢ.**

રજા દીજીયે મહારાજ રાજન રજા દીજીયેં ટેક
ભાણેજ મારા ભર્તશત્રુઘ્ન, તેડી જવા મુજ ઘેર
વીનય કરૂંછું હું પાય પડીને, આણિને ઊરમા મેર. રાજન
માત અને વળી તાત મારાયેં, કાવિયું છે ધરી પ્રીત
મોશાળમાં નથી આવિયા કોદીન, ખાંત કરીને ખચીત રાજન
બેન મારીયેં તો હા કહીછે પણ, આપની હા જો હોય
તેડી જાઉ મારા પ્યારા ભાણેજને, હર્ષ ધરીને હુંતોય રાજન
તમ આગ્ના પરમાણે રાખીશ, માશ અગર બેમાશ
પુરપતિ પાછા પડે હું આવી, જઇશ મુકી તમપાસ રાજન ૫

(રાજાયે ભર્તશત્રૂઘ્નને જવાની આગ્ના કરી ત્યારે)

**ભરત**— **છંદ તોટક.**

કહુ તાત હું મારિ સુણો મરજી, રઘુનાથ પદાં બુજ શેવતજી
તમ પાસ ખચીત વદુજ ખરૂં, જઇ માતુલને ઘર સુંજ કરૂં.

જન શ્રી રઘુવીરને કાજ ખરે ઘરને તજી વાસ વનેજ કરે
તજીને પ્રભુ હું પગલું ન ભરૂં જઇ માતુલને ઘર સુંજ કરૂં
પ્રભુથી વધતું સૂખ સ્વર્ગમહી, અથવા અપવર્ગ ન હોય કંહી
સોદતો હુ બીજે જઇ મુર્ખ ઠરૂં, જઈ માતુલને ઘર સુંજ કરૂં
હરી ત્યાગિ ચહે જગના સુખને, ધિકછે નર તે અધમાધમને
નીગમાગમ વાણી હું ચીત ધરૂ, જઇ માતુલને ઘર સુંજ કરૂં ૬
( ભરતે મોસાળ જવાની ના પાડી તેથી )

રામચંદ્રજી— રાગ ગજલ ઇંદ્રિસભાની

ભાઇ મારા શાને મોસાળે જતા નથી
ન ગયે મામાને દુખ લાગે સર્વેથી. ભાઇ મારા
માતુશ્રીના મનમાં ઓછું આવે નીરધાર
માટે મારૂ વેણ માની થાઓની તીયાર. ભાઇ મારા
પ્યારા મારા પ્રાણ જાણુ નીતી ધર્મના
ધારનાર ભાય પ ની ભકતી પર્મના ભાઇ મારા
માતુલની સાથે લેઇને અનુજ સંગ
સુખેથી સીધાવો ધારીને ઉરે ઉમંગ ભાઇ મારા ૭
(ભરત શત્રુઘ્નનને વળાવી ઉદાસ ચેરાથી રામને આવતા જોઇને)

સીતા-રાગ કુબ્જો.આજ તાપ વિલાપમાં બંધુતારો વિક્રમાદીત્યરે

કેમ દીસો આજ ઉદાશરે પ્યારા મારા પ્રાણપતિ અતી, કેમ—ટેક
પરણી આવ્યા મુને પીયરથી, થયા બાર વર્ષ કહું કથી
પણ મેં કદી સ્વપનાંતરે, નથી દેખી આવી મુખાકૃતી. કેમ દીસો
સ્વામી પામી તમ દરશનરે અવતાર માનુ હું ધન્યરે,
મેં થી આજપણ નેત્રે નથી, શોકાગ્રસ્ત છબી જોઇ જતી કેમ દીસો
દીન જાણી નાથ દયા ધરો, પરિતાપ મુજ મનનો હરો
મારેતો તમે કહે રામજી, છો આધાર એક અવધપતી કેમ દીસો ૮

રામચંદ્રજી-- છંદ માલિની.

પતિવ્રત ધરનારી, પ્રાણ પ્યારી તું મારી;
નથી નથી ચુક તારી, લેશ ઉર્મા મેં ધારી.
ભરત સુહૃદ મારો, સાથ સૌ મીત્ર લઇને;
સુખદ વિરવશોતે, નીજ મોશાળ જઇને.
અનુજ વિરહ થાતા, ઉર આવિ ઉદાસી;
ભરત વિણ અજોધ્યા, દુઃખ ભંડાર ભાશી,
તતપર થઇ તેથી, સત્ય વાણિ કહુછું.
સુર દુખ હરવાને, વંન જાવા ચહુછું. ૯

(એક વખતે સુમીત્રા રાણી પોતાના સ્વપ્નાની વાત કૌશલ્યારાણીને કહેછે)

સુમીત્રાજી--પુનમ ચાંદની પુરી ખીલી રહીરે એ રાગ

શપનુ આવ્યું આજ નીશાએ પોર પાછલેરે,
દેખી ટળીયા મારા દીલના દુખડાં દંદ
રાણી કલ્યાણી કૌશલ્યા બેની સાંભળોરે. ટેક
રાજા નીજ ગઢપણ તણો, મનમાં કરી વીવેક
જાણે રામ કુમારને, કરે રાજ અભીષેક
નગર નીવાસી ખાસી સોભા ભુવનોમાં કરેરે
પુરે સાથીયા ચૌટામાં નારીવૃંદ રાણી કલ્યાણી.
નીરખી એવું નજરનું જાગી તુર્ત જરૂર
શપનુ જાણ્યું સર્વથા વધી આતુરતા ઉર
જયારે દેખાડે શ્રીરંગ પ્રભુ યે દાડલોરે
ત્યારે પામુ મારા મનમાં પુરણાનંદ. રાણી કલ્યાણી ૧૦

(એવામાં ચીત્રા નામની શખી આવીને કહેછે)

ચીત્રા— ગરબો.

પ્રગટયાં શ્રી કૃષ્ણ મન ભાવતારે લોલ એ રાગ.

વાણી મહારાણી મારી સાંભળોરે લોલ, આપું વધામણી હું આજજો

રાજ ગાદી રઘુવીરને રે લોલ, આપેછે કાલ્ય મહારાજ જો. વાણી
વાત સુણી ગઇ શભા વીસેરે લોલ, કરવા તપાશ ધરી ખંતજો;
ત્યાંતો નરેશ દેશ દેશનારે લોલ, વળીઆ નગરના શ્રીમંતજો. વાણી
કારભારિયો ને દરબારિયોરે લોલ, વસીષ્ટાદી બ્રાહ્મણો ઘણાજ જો,
પારવીના પ્રજા જન તણોરે લોલ, ભારે મળેલો સમાજ જો. વાણી
બોલ્યા મહારાજ પછી આપણારે લોલ, સાંભળો તમે શભા જનજો;
વૃધપણુ હું હવે પામીયોરે લોલ, માટે વીચાર કરી મનજો. વાણી
જેષ્ટ ગુણ શ્રેષ્ટ કુંવર રામનેરે લોલ, સોંપું હું રાજ અધીકારજો,
કેવી તમારી છે આ વાતમારે લોલ, મરજી કહો કરી વીચારજો. વાણી ૧૧

(વળીપણ ચીત્રા કહેછે)

### રાગ કલ્યાણ.

દેવી એવાં સુણી મહારાજના વચન
વધા સભાજનો મુખેથી ધન્ય ધન્ય ધન્ય ટેક
ધન્ય ધન્ય મહારાજ તમોને ધન્ય તમારી બુધ
ધન્ય કામ જે તમે વીચારયું શુજયું અમને સુધ. દેવી એવાં
સર્વ ગુણ સંપન્ન કુંવર શ્રી રામચંદ્રને રાજ
દેવામા અભીપ્રાય અમારો સુ પુછો મહારાજ. દેવી એવાં
કોણ કૃતઘ્ની કુટીલ કર્મનો હોય અભાગી જન
અભીષેક રઘુવરનો જોવા નવ ચાહે નીજ મન. દેવી એવાં
સરવ તણો સમ્મત જાણીને વધા ગુરૂ મુખ આમ
દીવસ કાલનોછે બહુ ચોખો સીધ્ર કરો એ કામ. દેવી એવાં
પછી મહારાજા એ સુમંતને તેડી નીજ હજુર
કહ્યું નગરમાં સમાચાર આ જાહેર કરો જરૂર. દેવી એવાં ૧૨

(એટલામાં રાજ સેવકો તુરઇ વગાડી બોલતા ફરતા નીકળેછે).

**રાજ સેવક— જલ ભરવાને જ્યાંતાં રે, એ રાગ**

અવધ વાસી પ્યારાંરે પ્રજા જન નર નારી
સુણો જાહેર કરાયેરે હુકમ આ દરબારી
**શાખી**–સુર નર વંદે જેહને તે દસરથ મહારાજ
જૈફ અવસ્થા જાણીને પોતાની મનમાજ
**ચાલ**–સદન સુભ ગુણનારે જેષ્ટ જગ વંદનને
કાલે અભીષેક કરસે રે રામ રઘુ નંદનને
તે ઉછવમા સરવને લેવા નોતમ લાવ
મહારાજા નીજ અંતરે આણી પ્રીતી ભાવ
આજથી આરંભી રે વીઘોટી ને વેરો
રાજ ભાગની આદેરે સહુ ગણિત કેરો
માફી એક વર્ષ [illegible]
નીગશ્રીતને આપતા મન માની બક્ષીસ
મુખે માગે જેવુરે તેવું આપે તેને
દરબારે જવાની રે રજા છે સરવેને
કાલ દીવસથી સૌ પ્રજા એક માશ પરયંત
કરજો ભોજન ભાવતાં દરબારે ધરી ખંત
જાણી આ ખબરનેરે અત્યાનંદ દરસાવો
હાટે વાટે ને ઘાટેરે નગર સુભ સોભાવો ૧૩

(રાવણથી દુખ પામેલા ઇંદ્રાદી દેવતાઓ બ્રહ્મા પાસે ફરીયાદ કરેછે)

**કુબેર— હમકો છાંડ ગયે બનમાધો. એ રાગ.**

સુરે કહુ મારા કર્મની કાણી, કેતાં જીભથી કેવાય ન કાંઇ; સુરે ટેક
નળ કુબેર મુજ સુતની વધુ જે, ઊર્વશી નામે અતી સુખદાઇ;
સીવપુજન કરી આવતી હતી તે, ગીરી કૈલાસેથી મારગમાઇ. સુરે.
સામો મળ્યો ત્યા દશાનન પાપી, તવ ઊર્વશી મનમાં સકુચાઇ;

સ્વસુર જાણીને તાણી પટમુંઘટ, મારગ તજીને ઊભી તેહબાઇ. સુરે.
તોપણ મંદમતી અતી કામી, વિહવલ થયો જોઈ સુંદરતાઇ;
પાશ જઈ કર ચહી મુખબોલ્યો, સુદરીશાને તું હુંથી લજાઇ. સુરે.
કહ્યું ઊર્વસીયે ધીક પુરૂષારથ, ધીક સ્વસુરતું પીતાથી સવાઇ;
છતાંરે અધરમીતુંઆસું બોલે, સુતવધુનો કરકર થકી શાઇ. સુરે.
એવું સુણીને ગયો તે નાસી, ઊર્વસી આવી ઘરે અકલાઈ;
ધીકજીવવું તેથી મારૂગણ્યુહું, ધીક અલકાપુરની પ્રભુ તાઇ. સુરે. ૧૪

ઈંદ્ર— ગઇ ગ્રીષ્મ થયું ચોમાસું. એ રાગ.

નવ દીઠો સુખનો આરો, દુખમાં કાઢ્યો જનમારો; ટેક
પુર્વે કરી પુન્ય અપાર, મેળવ્યો સ્વર્ગ અંગીકાર, વળી ગેનમ સુર અવતાર.
છતાં ધીકાર, નહીં કાંઈ શાર, રહ્યો નીરધાર, સીરે રીપુડારો. નવ.
રાક્ષસની તાબેદારી, કરી રેવું ત્રાસ મન ધારી, બેલા થઇને નરનારી.
નીરાંતે હાય. બેઠાં ન કદાય. દેવ પદ્મગાય, ઊઠયો અંગારો. નવ દીઠો.
તોયપણ અમને રંજાડે, અમ બેઠાં ધોળે દાડે, અબલાની આબરૂપાડે.
અરેરે હાય, કેમ જોવાય, ખાખ થઇ જાય, દેહ અમારો નવ દીઠો.
લ્યો રાજતામુ આવાર, શ્રીઈંસમંધી અધીકાર, છોડવા અમે તૈયાર.
તજીને આશ, જઇશુ વનવાસ, લેશું સંન્યસ, શાંતિ દેનારો. નવ દીઠો. ૧૫

( એટલામાં દેવતાના દુતો અયોધ્યાની ચરચા જોઇ આવીને કેહે છે ).

દેવદુતો— રાગ બનજારો.

રાજા તુર્ત કરીને તૈયારી. કરે રામને રાજ્યા ધીકારી. ટેક
જેથી અવધપુરીના નીવાસી, રામચર્ણ કમલના ઊપાસીરે;
મહોત્છવ કરે નરનારી, કરે રામને રાજ્યા ધીકારી.
કરી કેલ્ય મંડપ દારોદાર, ધરી દીપમાલા હારોહારરે;
આખા નગરને શણુગારી, કરે રામને રાજ્યાધીકારી.
પોળે પોળને જોઇ તપાસી, રંગી રંગ બેરંગી ખાસીરે;

છાંટયાં અંતરઅેરીયો સુધારી, કરે રામને રાજ્યાધીકારી.
રાજમાર્ગને શાફ કર્યાછે, હેમ કુંભ ત્યાં લાવી ધર્યા છેરે;
ચોકે પાડયાં ચીત્રામણ ભારી, કરે રામને રાજ્યાધીકારી.
દેવાલયોમાં નાના પ્રકાર, અનુષ્ટાન કરે દ્વીજસારરે;
રૂડી વેદની ધુન્ય ઊચારી, કરે રામને રાજ્યાધીકારી.
ધરોધ્રગના સીખર મોઝાર, ચળકે હાટક કળશો અપારરે;
ધજાપતાકાની છબી ન્યારી, કરે રામને રાજ્યાધીકારી.
આજ દીનની સોભાને સુખ, કહી કોણ સકે નીજ મુખરે;
કેતાં ભારતી પણ જાય હારી, કરે રામને રાજ્યાધીકારી. ૧૬

(દેવોને દુતોને મોંઢેથી રામને રાજ મળવાના ખબર જાણી ગભરાતા જોઇને)

**બ્રહ્મા— વીમલા નવ કરશો ઉચાટ વેલા આવસુરે. એ રાગ.**

દેવો વાત સુણી દુતોની અકળાશો નહીરે. ગભરાશો નહીરે. ટેક
ભલે રાય મહુરત નીરધારરે, પણ નહી ગાદી રામ સ્વીકારે;
કર્યો છે મેં ઊપાય આગળથી ચેતીને શહીરે. દેવો.
એક અપછરાને તે ઠામે, મોકલીછે મેં ભુતળ ઠામે;
મંથરા નામે જે કેકૈના ઘરમા રહીરે દેવો
કેકૈને અવળું સમઝાવી; રાય પાશ વરદાન મગાવી.
વનમા મોકલશે રઘુવરને કુમુધી ગ્રહીરે દેવો ૧૭

(મહારાજા દશરથના મોકલવાથી ગુરૂ રામની પાસે આવીને)

**વસીષ્ટગુરૂ—થયાછોરે પતિ તેજ પ્યારી તનના એ રાગ.**

સુણજ્યોરે રઘુપતી અતિ મતિથી દસરથ મહારાજે. ટેક
આજ વીચારી, કરી તૈયારી, રાજ દેવા કાજે
તે નીમીતે, કહું પ્રીતે, કુળ રીતે, ધરી ચીતે;
કરજ્યોરે પાળી નીયમસયમ વ્રતદાન ઘણા આજે. સુણજ્યોરે.

વેદેહી સુધાં, પોઢી વસુધા, સત્વગુણી સાજે;
ત્રપ ગાદી, જે અનાદી, મનુવાદી, નીપ્રશાદી;
પાગોતારે કરી અભાને રાજી રાજી શત્રુ કરો પ્રાજે. સુણજ્યોરે ૧૮

( રામને અભીષેક થતો જોઇ મંથરા નામની દાસી કેકૈ રાણીને કહેછે. )

**મંથરા—ગોપીચંદ લડકા જોગી હો જારે તજદે રાજકુ એ રાગ**

ઓ કેકૈ તારૂં ખબર નથી પડતી જે હવે સું થશે. ટેક
સું ફુલાઇને ફરે ન ફકરી, ચેત ચેત આવાર (૨)
રાજ ગાદી આપે રઘુવરને થાતાં કાલ્ય સવાર રે; ઓ.
તારા ભર્તનો ભાવ ન પુછે, મોકલાવી મોશાળ;
કરે મહીપતી મનનું ધાર્યું, મને ઉઠે છે ઝાળરે, ઓ.
માથે શોકય કૌશલ્યા જેવી, કપટ કાર્યમાં પ્રમુખ
તોપણ તું તો બધેય ભોળે, ઉજળું એટલું દુધરે. ઓ.
પતીને વશ જાણી તું મનમાં, ધરે બહુ અભીમાન;
પણ તે દીવશ ગયા સહુ વીતી, નથી તને કાંઈ ભાનરે. ઓ.
વાલું ઉંઘવું ને આરોગવું, વાલી શેજ તળાઇ,
નથી જાણતી પણ તુ શોકયની, કપટ ભરી ચતુરાઇરે. ઓ.
ભોળો ભુપ ને ભર્ત વીદેશે, એવો જોઇને જોગ;
નીજ કુમારને રાજ અપાવી, સરગ કરે ઉદ્યોગરે. ઓ.
પુર્વે કદુની થઇને દાસી, રહી વીનતા જે રીત;
તું પણ તેમજ કૌશલ્યાની, કરજે સેવા નીતરે. ઓ. ૧૯

**કેકૈરાણી— જોડી તેના જોઇ માડી એ રાગ.**

સમજ હવે પડી મને સારી (૨)
પ્રાણ કરૂં કુરબાન તારીપર, ધન્ય બેન મારી. સમજ.
નો તજે મુજને ચેતાવી (૨)
ગયા જન્મની શત્રુ શોકય તો, જરૂર જાત ફાવી. સમજ

ભુલી હું ભાન ભોળપણુમાં (૨)
છળની ભરેલી માત રાંમની, ઉધું મારત ક્ષણમાંઃ સમજ
ફકત પણ રાત્યજ રહી બાકી (૨)
હાય હવે શો ઉપાય કરવો, મુઝવણ છે પાકી. સમજ
તુજ વીના કોઇ નથી મારૂં (૨)
માટે મંથરા બોલ્ય હવે મારે, કરવું સું વારૂ. સમજ ૨૦

મંથરા— રાગ કેરબાનો,

શાને જાય તું મુઝાઈ, સાંભળ બાઇ મારીરે,
સાંભળ બાઇ મારીરે, કહુંછું હું વીચારીરે. ટેક
દેવા સુર સંગ્રામ વીશે, વઢવા નૃપ પરવા સાથ
તુજને પણ સંધાને તેડી ગયા હતા નરનાથ શાને
તને તે કાળે ભુપાળે આપ્યાંછે બે વરદાન
ઠીક વખત જાણી માગી લે, કહું તે કરી વીધાન. શાને
પધારસે હમણા પ્રીત્યેથી રાજા તુજ ભુવન;
ત્યારે તુ રીસાઇ બેસજે, ક્રોધલાવીને મન. શાને.
વસ્ત્રા ભુષણુ સારાં તારાં, તજીને પેર્ય મલીન;
પ્રથ્વી ઉપર કરી પથારી, પડજે થઇને દીન. શાને.
આવી પતી મનાવે ત્યારે, નારી ચરીત્ર જણાવ્ય;
હાવ ભાવથી પ્રસાવી ફંદે, વચન બંધમા લાવ્ય. શાને.
પેલું વચન માગજે, આપો ભરત કુંવરને રાજ;
માગ્ય વળી મોકલો, રામને ચૌદ વર્ષ વનમાજ. શાને.
કહ્યા પ્રમાણે જો કર્ય, તોતો જામે રૂડો રંગ;
કાં કે રાજા સત્યવાદી નહી, કરે વચનનો ભંગ. શાને. ૨૧

( મહારાજા દસરથ સાંજે રાણીવાસમાં પધારે છે અને કેકઈરા ણીને રીસાઇ જાણીને. )

દસરથ— પ્યારા પ્યારા પ્યારારે. એ રાગ.

શાણી શાણી શાણીરે, રાણી સામાટે આજ રોસાણી, ટેક
રૂડ વાલી ખાલી ભોંય પડાશું, શા દુખે દીલગા દુભાણીરે; રાણી.
બોલ્ય પ્રીયા તારૂં પ્રાય કરૂંશું, માગ્ય મુખે તે આપું આણીરે. રાણી.
મારા સમ તજી મનની મલીનતા, કહે તું કેમ ખીજાણીરે; રાણી.
ચાહુ તને સહુ રાણીયોથી વધુ, પ્રીતીનુ પાત્ર પ્રમાણીરે. રાણી.૨૨

કૈકૈરાણી— રાગ આશાગોડી.

ફોગટ સીદને સંતાપો, પતી મારા ફોગટ સીદને સંતાપો; ટેક.
માગ્ય માગ્ય કહી ફરી ફરીને, શું મીથ્યા વચન આલાપો. પતી.
મુખેથી કહેલું પણ નથી દેતા, તો માગ્યું ક્યાંથી આપો; પતી.
પરણી તમોને શું સુખ ભાળ્યું, જીવું કરીને બળાપો. પતી.
પણ હવે પ્રાણ તજીને હું આપીશ, ભવ આખાનો ભુંડાપા. પતી.૨૩

દસરથ— દશા આ સી થઇ મારી. એ રાગ.

પ્રીયા મારી પ્રાણથી પ્યારી, કરે સુ આમ નાદારી;
તુજ સાથે મેં તારૂણી, જાણી નથી જુદાઇ.
તોપણ તું આસું વદે, વચન મહા દુખદાઇ;
દશા આ જોઇ સી તારી, વૃથા સીદ થાય દુખીયારી. પ્રીયા.
તજી ઉદાસી ઊરથી આણી અધીક ઉમંગ,
શાણી સજ શૃણ્ગારને વલી વસ્ત્ર નવરંગ;
શતીપતી નેત્ર પ્રીયકારી, મલીનતા અંગ સુધારી. પ્રીયા.
તુજથી કે મુજ પ્રાણથી પણ પ્યારા રઘુવીર,
તેના સમ ખાઇ કહુ સાંભલ ધરીને ધીર;
પ્રતીજ્ઞા સત્ય યે મારી, કોટી કલ્પે ન ફરનારી. પ્રીયા.
વરદાનો બે તાહરાં છે રહેલ મુજ પાશ,
લેણાં લેવામાં જસુ અધીકો કરે પ્રયાશ,
કુટીલતાને કરી ન્યારી, માગ્ય જે હોય ખુશી તારી. પ્રીયા. ૨૪

**કેકૈરાણી— સાંભળું શા બોલો તમારા રાણી. એ રાગ.**

નાથ મારા પ્યારા સુણો આ વાણી, (૨)
પુજુ તમારા પાય હરખ આણી. નાથ. ટેક
પુરી થશે હવે કામના મારા,
મટી આ ભવની દુખીયારી;
ચીતમાં શાંતી પામીશ સારી,
મારી યારી સારી તમે હ્યો જાણી. નાથ મારા.
રાજ ભરતને આપો તે એક,
બીજુ રામને વન કાઢો સટેક;
ચૌદ વરષની અવધેં છેક,
એક ટેક છેક મારો પ્રમાણી. નાથ મારા. ૨૫

રાજા— **ગીતીવૃત.**

હા નીશ્ચે હું હણાયો અરે આજ આ કથન સુણ્યુ કેવું,
અભીષેક વેળા સું, હાય હાય રાઘવને વન દેવું.

(બોલતાં બોલતાં બે ભાન થઇ મુર્છા પામી પડી જાય છે અને મંથરા પ્રવેસ કરેછે)
( કેકૈરતબ્ધ બેઠી છે તેથી )

**મંથરા બચા મત કરના અભીમાન એ રાગ.**

કેકૈ તુજને છે ધીઃકાર, હજીયે નાવી ગતો લગાર કેકૈ ટેક
બેઠી બેઠી સું જુવેછે, કર્યને કાંઇ ઉપાયેં,
માગ્યુ અણુ માગ્યું થઇ જાસે મને થાય ચીંતાયં.
ઉદય કર્ય રાજાને આવાગ, મટે બેભાન એવા ઉપચાર. કે.

કેકૈરાણી—મંથરા સમજીને હું મંન. રાયનુ કરતી નથી જતન(૨)
વ્રધ થયાછે હવે રાયતો, મરતાં શી ચીંતાય;
વગર મ્હેનતેં આશા મારી, મનનું ધર્યું થાય;
પતીને થયા જોઇ પતન, તેથી હું બેઠી થઇ મગન. મંથરા

મંથરા—જરાયે નથી રાખતી ભાન, અરે તું મટી નહી નાદાન (૭)
ભલું બુરૂં જો કાંઇ ભુપને થશે આમાથી આજ
તો પછી તારા ભરત કુંવરને કોણ આપશે રાજ
હવે તુ મારૂં કેવું માન, તાળવ છાંટય પાણી હેવાન. કે, ૨૬
(પછી રાજાને પાણી છાંટી વાયુ ઢોળી સાવધાન કરેછે ત્યારે.)

દસરથ— કુંવરી કુંવર મારાં લાડકાં એ રાગ.

વીધુ વદની તેં આ સું કહ્યું, મનમાં ન કર્યો વીચાર
કોણુ કુટીલ તુજને મળ્યું, આવી બુધી દેનાર. વીધુ વદની.
રાજ દેવા રઘુવીરને કેતી મુજને હમેશ,
ભર્ત કુંવરમા કે રામમાં, અંતર ગણુતી નઇ લેશ. વીધુ વદની.
શા અપરાધેં તે આજતું પ્રીતી તજીને તમામ;
અવધપુરીને ઉજડ કરે, વનમાં મોકલી રામ. વીધુ વદની.
જાણુછ તું કે આ જગતમા, મળે મોટાને રાજ
હું પણુ તેજ રીતે કરૂં રઘુકુળનો રીવાજ. વીધુ વદની.
તેમ છતાં કેને ભરતને આપું રાજ હું આજ
શા માટે પ્રોયા મોકલે રામને વનમાંજ. વીધુ વદની.
અણુઘટતું આવું માગીને, થા મા અબળા અજાણુ
રામ વીજોગથી પંડમાં, મારા નહી રહે પ્રાણ. વીધુ વદની.
વામા વક્ષ ડાળે ચડી, થડ કર્યમાં છેદન;
વન અળસાવીને રામનુ, બીજુ માગ્ય વચન. વીધુ વદની.૨૭

કૈકેરાણી— રાગ ધન્યાશ્રી.

સત્ય ચુકો શાને આજ પ્યારાપતી સત્ય ચુકો શાને આજ,
માગ્ય માગ્ય મુખથી કહી આપુ, સોગન સીદ ખાધાજ. પ્યારાપતી.
સત્ય ગયુ પછી રયું શું જગમાં, વીચારા જુવો મહારાજ. પ્યારાપતી.
સુર્યવંશી થઈ શ્રેષ્ટ શ્રષ્ટીમાં, સત્યવાદી સીરતાજ. પ્યારાપતી,
તે તમે પુત્રપર પ્રીતી કરીશું, પીત્રુઓની ખુવો લાજ. પ્યારાપતી.૨૮

**દસરથ—          રાગ ક્ષત્રી કલંકનો.**

અરે નીર્દય નીરલજ નારી, ધીકાર છે ધીકાર તનેરે;
ધર્મ દ્રેશી અધમ અતીચારી, ધીકાર છે ધીકાર તનેરે.
કુળાંગાર કેકૈ મતી પાપ, ધીકાર છે ધીકાર તનેરે;
ધર્મ પત્ની રૂપે મેં પાળ્યો શાપ, ધીકારછે ધીકાર તનેરે.
જેહ રામના કરી દરશન, ધીકાર છે ધીકાર તનેરે;
જળ અન્ન લીયેછે પ્રજાજન, ધીકાર છે ધીકાર તનેરે;
તેહ રામ ઉપર ધર્યો દ્રેશ, ધીકાર છે ધીકાર તનેરે;
કુળ ઘાતી બળ્યો તુજ વેશ, ધીકાર છે ધીકાર તનેરે.
પ્યારા પુત્રથી થઇ તુ વીમુખ. ધીકાર છે ધીકાર તનેરે;
રહી દરીદ્રી પામી સુરરૂખ, ધીકાર છે ધીકાર તનેરે,
ક્રુર રાક્ષસી રૂપ રંડાય, ધીકાર છે ધીકાર તનેરે;
સત્ય પાસે બાંધ્યો મને હાય, ધીકાર છે ધીકાર તનેરે,
ભલો ભરતચડે ન કદી રાજ, ધીકાર છે ધીકાર તનેરે,
દુષ્ટા વેરે કલંક શાને કાજ, ધીકાર છે ધીકાર તનેરે;
પણ પુર્વના પાપ મારાં જાણુ, ધીકાર છે ધીકાર તનેરે,
તારે રૂપે પ્રગટયાં લેવા પ્રાણ, ધીકાર છે ધીકાર તનેરે;
ભલે પ્રાણુનો દેશ તો હું ભોગ, ધીકાર છે. ધીકાર તનેરે.
નહી ભોગવું રામ વીજોગ, ધીકાર છે ધીકાર તનેરે. ૨૯

( વળી મુર્છા ખાઇ પડી જાય છે, એટલામાં સુમંત પ્રધાન આવે છે અને કેકૈના કહેવાથી રામને તેડી લાવે છે પછી રાજાને મુરછીત જોઇ રામના પુછવાથી કેકઇ કહે છે)

**કેકૈરાણી—          ગજલ રાગ છંદ્ર સભાની.**

સુણ કુમાર સાર વાતનો કહુ તને, પુર્વે દાયેલ છે નૃપેં વરદાન બે મને.
આપણુ રૂપેં હતાં તે માગીયા મેં આશમે, દેવાં પડયાં તે ગારે દેહને રૂથાદમે.

માગ્યું ભર્તકાજ રાજં એક વચનમાં, બીજે ચૌદ વરષ રામ જાય વનમાં
સુણી થયા ઉદાસ કૃપણતા હીલેં ધરી, તમામ રાત્રી આમ દુખમાંજ અનુસરી.
વાત્છલ્યતાથી વન જવા તનેન કઇશકે, રહ્યાં હવે તે વચન પાળવાંજ તું થકે.
તુ સુપુત સત્યવાદી ધર્મ ધારિને, જણાય જોગ્ય તે ઉપાય કર્ય વીચારીને. ૩૦

**રામચંદ્રજી— રાગ સીતાજીના મહિનાનો.**

જાણો જનની જગતમાં જરૂર તે સુતના સુભાગ્ય છે,
જેનો માત પીતા પદ માય, અધીક અનુ રાગ છે;
જાણ્યા જનની જનક પ્રીય પ્રાણ, સમાં આ સંસારમા.
પામ્યો ચારે પદારથ તેહ, એકજ અવતારમાં,
માત તાત આગ્નાને આધીન, તન મન ધનથી રહે;
તેહ પુત્રની પદરજ સીસ, ધરવા સુર મુની ચહે.
મને પણ મળે એ તક આજ, કાજ સઘળાં ફળે,
પળે વચન ભરત પામે રાજ, બંધન દેવના ટળે;
વારૂ જનની હું જઇને રજાય, લેઇ મારી માતની.
આવું વળતિ થવાને વિદાય, રજા લેવા તાતની. ૩૧

( પછી રામચંદ્રજી પોતાની માતા કોશલ્યા પાસે જઇ વનમાં જવા રજા માગેછે તેથી માતા દારૂણ કલ્પાંત કરેછે અને કહેછે )

**કોશલ્યા—અરે કમજાત પીંગળા તેં બોત દગા દીધા. એ રાગ.**

અરર હાય હાય દૈવ, આ શું થઇ ગયું;
આ શું થઇ ગયું, મટી અભીષેક વન રયું અરર. ટેક.
પ્રાણ પ્યારા પુત્રે, વન જવાનું શું કહ્યું;
હાય સર્વ નાશનું આ કામ શું થયું. અરર હાય.
કોણ જન્મ કર્મ મારૂં મર્મ ભેદીયું
કાળા શોકય રૂપ સુખ તરૂ ઉછેદીયું. અરર હાય.

અઝી વીના આ વાત સાંભળી વપુ દહ્યું
પુત્ર વીરહ દુખ હાય જાય સે સહ્યું. અરર. હાય. ૩૨

**રામચંદ્રજી— મેરે ગમકે તરાના. એ રાગ.**

જાવા વનમાં સીધારી આશીસ સારી આપોને મારી માત,
થાય આનંદકારો, એવું ઉચારી, આશીશ સારી, આપોને મારી માત. ટેક
ધર્મ ધર્મ મય આજ્ઞા પીતાની જાણે સુપુત્ર સદાય (૨)
પ્રાણ જતાં પરીત્યાગ કરે નહી કાયર થઇને કદાય,
એવી રેણી વીચારી, કરૂં તૈયારી, આસીશ સારી. આપોને મારીમાત
પુત્ર ધર્મનો મર્મ ગહન તે જાણોછો આપ છતાંય (૨)
બોધ ન દેતાં રોધ કરોછો તે તમને ન સુહાય.
માટે શાન્તી સ્વીકારી, પ્રીત વધારી, આશીશ સારી, આપોને મારીમાત
કાલ્ય ચાલ્યાં જશે ચૌદ વરશ હું, આવીશ નૈ લાગે વાર (૨)
પાળીશ ત્યારે આજ્ઞા તમારી, ધારીને પ્યાર અપાર.
ચીત ચીંતા વીદારી. શ્રેય સંભારી, આસીશ સારી, આપોને મારીમાત.૩૩

(એવામાં રામને વનવાશ જવાની વાત સાંભળી લક્ષમણજી મહા ક્રોધાયમાંન થઇને ત્યાં આવી બોલી ઉઠે છે.)

**લક્ષ્મણજી—રેખતો—કહા કહું મે કરન કનૈયાકા બાલપંન એ રાગ**

અરે વડીલ ભ્રાત વાત આ શી નીપની,
નથી ત્રીલોક માય જે ત્રીકાળમાં બની;
અધિકાર છે વડા કુમારનેજ આદીનો,
છે ચાલતો રીવાજ રઘુકુળે અનાદીનો;
છતાં અજોગ્ય માગણી સ્વીકારી માતની.
અધર્મ પંથ ચાલવા સત્તા શું તાતની,
તમ દાસ હું છતાંય થાય જો અનીતી આમ;
હથીઆર તો ધરેલ આ વૃથા ગણો તમામ.

હે ભ્રાત અપર માત સાથ તાતને કહ્યું,
હુકમ કરો કારાગ્રહે કબજ઼ કરી લહું;
પ્રહલાદે છે તજ્યો જુવો અન્યાઇ તાતને.
દુર્સુધરે વળી હણેલ છે સ્વ માતને,
પદો મુખેથી હાલ વખત હજુ ગયો નથી;
ભલે કેકૈના પક્ષકાર પછી મરે મથી. ૩૪

**રામચંદ્રજી— મુજ ઉપર ગુજરી એ રાગની લાવણી.**

લક્ષણુ વંતા લઘુવીર ધીરને મુકી,
સું વદે વચન વીપ્રીત ધર્મને ચુકી;
નીજ માત પીતા ગુરૂ દેવ સ્વામીની વાણી.
પાળવી વિચાર રહીત સદા શુભ જાણી,
એ નીતી સુત્રને સુપુત્ર કદી ન વીસારે;
વીરૂધા ચરણે સુરલોક મળે ન સ્વીકારે.
દૈવત મય સહુ દેવના માત પિતુ જાણો,
એ સમ હીતકર જગમાય અવર કિર નાણો;
તે પીતા માતને આમ અનુચીત કેવું.
નથી તે સમાન મહા પાપ બીજુ કોઇ સેવું,
માટે હે ભ્રાત ભલી ભાત વીવેક વીચારી;
વરતો પીતુ વચના ધીન ધર્મને ધારી. ૩૫

( છેવટમા રામના કેવાથી લક્ષમણુ પોતાની માતા સુમીત્રા પાસે જઇ રામની સાથે વનમા જવા રજા માગે છે ત્યારે )

**સુમીત્રાજી—આજે આનંદ આનંદ થેઇ થેઇકાર થયો. એ રાગ.**

પ્યારા પુત્ર તું જ જાને રામ સાથ વને (૨)
રામ વીયોગે રેવું ન તુંથી આંઇ બને (૨) પ્યારાપુત્ર. ટેક.
પીતા સમ રામ ધારો, સીતાને સમાન મારી, વનરૂપી નગરી સારી(૨)જા.જા.જા.

જાણી જાતા સુખકારી સરત થાસે તને (૨) પ્યારા પુત્ર.
રામ સાથે સીધાવી, જસ પુછે શું આવી, મારી પરતીજ નાવી. (૨)જા.જા.જા.
પણ જાણ્યમાં અંત્રાય દેનારી તુ મને (૨) પ્યારા પુત્ર.
ધન્યછે પુત્ર મારા, કુળને દીપાવનારા, કરૂં સુ વખાણુ તારાં, (૨)જા.જા.જા.
આનંદ આનંદ પામી હું જોઇ જોઇ તને (૨) પ્યારા પુત્ર. ૩૬

(પછી લક્ષમણજી રામની પાસે આવે છે અને બન્ને જણા કૌશલ્યાજીને ધીરજ ધરાવી આગ્ના માગી સીતાજી પાસે આવે છે.)

**સીતાજી**—(રામને રાજચીન્હ વીના આવતા જોઇને)

**પડવાની પણ પ્રીત એ રાગ.**

સ્વામી સુખ કર શ્રીમાન સીરોમણી મારારે,
મુજ તન મન ધનને પ્રાણુતણા પતી પ્યારારે;
તમે કેતા હતા ગઇ રાત્ય સવારે પ્યારીરે,
યુવરાજ પદે અભીષેક થશે સુખકારીરે.
નથી તેના કાંઇ પણ ચીન્હ જણાતાં નાથરે,
નથી રાજ છત્ર કે દંડ સેવકો સાથરે;
નથી તેમજ પુરમા કાંઇ ઉમંગ જણાતોરે;
નથી રાજમહેલે વાજીંત્ર નાદ સંભળાતોરે.
તમ મુખની સ્વાભાવીક પ્રસનતા આજરે,
હમેશ પ્રમાણે નાથ નથી શા કાજરે;
મન મારૂં વ્યાકુળ થાય છાતી ધડકેરે,
વળી દક્ષીણુ અંગ ભુજાય નેત્ર પણુ ફડકેરે. ૩૭

(પછી રામચંદ્રજી કૈકેયે વરદાન માગવા સબંધી વાત કરી વનમાં જવા રજા માગે છે ત્યારે સીતાજી ઘણો કલ્પાંત કરી સાથે તેડી જવા કહે છે ત્યારે)

**રામચંદ્રજી—રાગ ચંદ્રવખતશોઆવીયો આફુતમાં દેશડુબાવીયો.**

દુખ વનના વેઠાય ને, સીતા તમે ત્યાં અવાય ને. ટેક
સીંહ વાઘના વરૂથ, ફરે રાક્ષસોના જુથ. મારી પ્રીયા ત્યાં તમથી ટકાયને
માનો મારી પ્રીયા ત્યાં તમથી ટકાય ને, દુખ વનના વેઠાય ને. સીતા.
ભારે વસમો એ પંથ, કાંટા કાંકરા અનંત. રાજકુંવરી તમેથી ચલાય ને
માનો રાજકુંવરી તમેથી ચલાય ને, દુખ વનના વેઠાય ને. સીતા.
ઊલંઘવા ઓરીઘાટ. જોતાં ભયંકર વાટ. ન્યાળી નજરે તમે તે જોવાય ને
માનો ન્યાળી નજરે તમે તે જોવાય ને, દુખ વનના વેઠાય ને સીતા.
વસીતરૂતળેવાશ ટાઢ તડકાનો ત્રાશ. કોમળાંગી તમેથી સેવાય ને
માનો કોમલાગી તમેથી સેવાય ને, દુખ વનના વેઠાય ને. સીતા.
ખાવાં વન ફ્લોજ શાર કોઇ વખત નીરાહાર. મારી પ્યારી તમેથી રેવાયને
માનો મારી પ્યારી તમેથી રેવાય ને, દુખ વનના વેઠાય ને. સીતા.
માટે માની આ વચન, ભાવથી રહો ભુવન, મને જેથી ઉપાધી કાંઇ થાય ને
માનો મને જેથી ઉપાધી કાંઇ થાય ને, દુખ વનના વેઠાય ને. સીતા.૩૮

**સીતાજી— કંગનવા મેરો કરસેં સરક ગયોરે. એ રાગ**

પસ્તાશો પ્યારા મુજને મુકી જાતાં અહીરે.
સાથે તેડો સ્વામીન, જાણીને સ્નેહાધીન. પસ્તાશો. ટેક.
કરશો પ્રીય તમ જો દુરરે, કરી તો પણ કહું જરૂરરે.
થાતાંજ વિયોગ તમારો, નહી રહે પ્રાણ આ મારો.
જીવન ધન કાંઇ વિચારો, સારો રસ્તો ગ્રહીરે. પસ્તાશો.
જલથી કાઢીને બારરે, મીનને દુધ મોઝારરે.
રાખેપણ કેમ જીવાસે, તરફડીને તે મરી જાશે.
મારૂં પણ રહે અવાસે, થાશે એજ સહીરે. પસ્તાશો.
કોરણો રવીની સુખકારીરે, તજીને કર્યા જાય § તમારીરે.

---

§ સુર્ય, તમઃ અરી; શત્રુ.

સોનાથી કાન્તી સારી, પડ છાંય પંડથી પ્યારી
કલ્પાંતે જુવો વીચારી, ન્યારી થાયે નહીરે. પસ્તાશો
જાણી મુજને અરધાંગરે, સ્નેહેથી રાખી સંગરે.
પુર્ણાંગે ધારી પ્રીતી, પાલો પીતુ વચન અભીતી
એ ધર્મ શાસ્ત્રની રીતી, નીતાકારે કહીરે. પસ્તાશો. ૩૫

(પછી રામ લક્ષમણ અને સીતા ત્રણે જણ તૈયાર થઇ જ્યાં રાજા રાણીયો કારભારીયો અને વશીષ્ટ ગુરૂ વીગેરે મળીને બેઠા છે ત્યાં આવે છે અને પીતાને પ્રણામ કરીને)

**રામચંદ્રજી— સીખરે ઉતારો રાજા ભરથરી. એ રાગ.**

માયાળુ મનના માતા પીતા, સુભેચ્છક સીરતાજજી.
કરીયે પ્રણામ તમ પાયમા,આપો આગના આજજી.વસીયેઅમેવનમાંજઇ.

**દસરથ**—કાંઇ મેં તમને કયું નથી, કોમળ તનના કુમારજી;
વચન વદો સું રાઘવ તમે, મારા પ્રાણ આધારજી વીસમ વીધાતાવેરીયગો.

**રામચંદ્રજી**—પ્રગટ કરી ન કહો પીતા, મારાપર ધરી સ્નેહજી.
પણ હું પાળુ મુજ માતને, આપ્યું વરદાન જેહજી. વસીયેઅમેવનમાં.

**દસરથ**—મંદ ભાગીયે માગ્યુ ખરૂં, વનમાં જાવાનું જાણજી
પણ મેં જીભે હા કહી નથી, કરવા તેહ પ્રમાણજી વીષમ વીધાતા વેરી.

**રામ**—મરજી મુજની માગતા કહી, પછી પસ્તાવું સારજી.
સત્યના સાયરને શોભે નહી, કાયરતાના વીચારજી વસીયે અમે વનમાં.

**દસરથ**—ધન્ય સુપુત સંસારમાં, તારા સરીખોને કોયજી,
તેમજ પીતા પણ અભાગીયો, મારાસરખોને હોયજી. વીષમ વીધાતા વેરી.

**રામ**--તાત સુભાગી સદા તમેં સત્યવંત સુ ધીરજી
સુતના સનેહે આવું બોલીને, ન ઘટે થવું દીલગીરજી વસીયેઅમેવનમાં.

**દસરથ**—કરીને અનાદર માહરો, જાવું ધારો જો રામજી,
લઘુ વય લક્ષમણ લાલનું, કહો વનમા શું કામજી.વિષમ વીધાતા વેરી.

**લક્ષમણ**—રામચંદ્રને ચકોર હું, સ્વામી રામ હું દાસજી;
વનમા વસે તે પ્રભુ પછી, શું કરૂં રહીને અવાસજી. વસીયે **અમેવનમા**.
**દસરથ**—સાબાશ પુત્ર સુલક્ષણા, ધન્ય સહોદર તાયજી;
પણ કુળ વધુ આ સીતાથકી, વનના દુખ ન વેહ્યયજી. વિષમ વીધાતા વેરી
**સીતા**—આર્ય અલૌકીક આપના, રાજ વિભવ સુખ ભોગજી;
રૂડાં પણ ન રૂચે મને, થાતાં પતિનો વીજોગજી. વસીયે **અમે** વનમા.
**દસરથ**—હાય નરાધમ હું અતી, નીર્દયતા ભર્યો મનજી;
બાળારે વેશમા મારા બાળકાં, તમને કાઢુંછુ વનજી. વિષમ વીધાતા વેરી.
**રામ**—તાત તમારૂ વચન પળે, મળે ભરતને રાજજી;
મનનુ ધાર્યું થાય માતનુ, રૂડુ કીયુ તેથી કાજજી. વસીયે અમે વનમ.
**દસરથ**—સત્ય પ્રતીજ્ઞ રાઘવ તમે, જાતું વનગાજ ચાગોજી;
ગજરથ ઘોડા સેન્યા ઘણું, દ્રવ્ય સાથે લઇ જાઓજી. વિષમ વીધાતા વેરી.
**રામ**—તાત તમે મારી માતને, આપ્યુ રાજનુ દાનજી;
તેથી કસું ન લેવાય મેં, નીતિની રિત્યયેની દાનજી. વસીયે **અમે વનમા**
**દસરથ**—સાગ તમારા શરીરના, શોભીતા શણગારજી;
દાસને દાસી જે હોય અંગના, સાથે રાખો તે શારજી. વષમ વીધાતા વેરી
**રામ**—દાસ દાસીને હું શું કરૂં, શું કરૂં શણગાર સંગજી,
જંગલ વસાવી જોગ સાધશું, ધરીને વનકુળ અંગજી. વિસીયે અમે વનમ.
**કેકૈરાણી**—કુળના દીપક રઘુનાથજી, ધર્મધુરંધર ધીરજી;
જાણીમેં આગ ગથી આણીમુકયાં, તમસારૂ વનચીરજી. આપુછગો આપુંતેપેરોતમે
( કેકૈરાણીનું આવું બોલવું સાંભળી ગુરૂ ક્રોધ કરીને કેહે છે )

**વસીસ્ટગુરૂ—નીરબળ શત્રુ સબળ રાજપર આજ ચડીને**
**આવે છે એ રાગ.**

નીરદય સત્રુ સકળ રાજની આજ થઇ સું ગાજે છે,
ધીક્ધીક્ કેકૈ કુટીલ મતી તુજ માત પોતા પણ લાજેછે. નીરદય ટેક.

આજ લગી તને રાણી, ગયે સારી પરમાણી.
પ્રાણ થકી પ્યારી જાણી, પણ પાપી ન પીછાણી;
તે શું હાય બોલી વાણી, તારી જીભ ન કપાણી.
પ્રપંચો પુરી પંકાણી, દુષ્ટ છાંપથી છપાણી,
થઇ કપટ સમાણી, કરી પાપ ન પસ્તાણી;
નીલજ નારી નીચ અભાગી, ધીક્ધીક્ તુજને આજે છે નીરદય.
દેશ રામપર આણી, રાજ લોભમાં લોભાણી,
કુડી કરીને કમાણી, બાધા જગમાં જણાણી;
સુઝી નહી લાજ હાણી, કર્યો જન્મ ધુળ ધાણી.
તારા જેવી કો ક્ષત્રાણી, નથી અધમ ગણાણી,
શાખ્ય શાસ્ત્રમા લખાણી, એવી રાખી રામ કાણી;
નફ્ટ નખોદિયણ ફ્ટ્ફ્ટ્ તુજને ફીટકાર દેવો છાજેછે. નીરદય.૪૧

( પછી રામ લક્ષમણ અને સીતા ચાલી નીકળે છે અને ગામ બાહાર જાયછે એટલામા પ્રજાના જથાગંધ માણસો તેનને ઘેરીવળી કેહેછે)

**પ્રજાજનો–અરે બાવાજી કેમ ફરે તુ ઉદાશ. એ રાગ.**

તજી જાઓછો કયાં પ્રભુ આ શગે, થઇ પાળનારા અમારા તમે.
પ્રજાના પ્યારા તમે પ્રાણજીવન, વાલો પ્રજા તમનેછે તન મન ધન,
તજી તેને બાપુ કાં વન વિચરો, દયા રાંક જાણીને દીલમાં ધરો;
અમે છોડીને તમે માત પીતા, સાથે લ્યો ન મુકો રખડતાં થતાં.
બાળા વેશમા જઇ દેશવટે, તોડી નેહ છેહ દેવો ન ઘટે,
ઓચીતાંનુ આ શું થયું હાયહાય, જોઇ વેશ બાપુ આ જોયોનજાય;
કેકે કુર રાક્ષસીયે કરો કેર, વાળ્યુ કીયા જન્મનુ દુષ્ટે આ વેર.
લાગે લાયલાંય વિચારતાં અંગ, અભાગીયે પાડયો શો રંગમાભંગ,
ભલેતો જે વનમા રહો જઇ તમે, રજા આપો આવી ત્યાં વસીયે અમે

તમો વીના થઇને અનાથ અહીં, વિજોગે અમેથી રેવાય નહીં,
પોતાનાં જાણી નમેરા ન થશો, બાપુ તરછોડી તમે ન જશો; ૪૨

(એવામાં સુમંત પ્રધાન રાજાના હુકમથી રથ લઇને આવે છે અને તેમાં બેસવાનુ કેહે છે પણ રામચંદ્રજી પોતે નહી બેસતાં સીતા તથા લક્ષમણને બેસારી પોતે ધીમે ધીમે ચાલી પ્રજાજનો સાથે તમશા નદીની તીરે રાત્ય રહી બીજે દીવસે ગંગા કાંઠે પોચે છે અને ત્યાંથી સુમંતને રથ સાથે પાછા ફરવાનું કેછે ત્યારે )

**સુમંત-ઠાડે જનકપુરી બાગમે તેરા નેનામે મેરા દીલ લાગીગ ચોરે**

આશ્રીત જાણી પ્રભુ આપનો, રાખો સાથે શરણ સુખકારી હરીરે (૨) આ. ટેક
વનમાં મુકીને કહો આપને, કેવી રીતે જાઉં હું મુખ કાળું કરીરે (૨) આ.
આપ વીનાનો મુને એકલો જોઇ, માત પીતા સું નહી જાય મરીરે(૨) આ.
માટે અનાથ નાથ બીર્દને, કરો સાચું શેવકપર સ્નેહ ધરીરે (૨) આ.

**રામચંદ્રજી—** ગીતીવૃત.

સુમંત સદગુણવંતા, ધર્મ કર્મના મર્મ જાણનારા.
વડીલ બંધુ છો મારા, પ્રિયકર વળી મમ પીતા તુલ્ય પ્યારા.
હઠ કરવો આ ટાણે, નહી યોગ્ય જુવો વીચારીને ઉરમાં.
મુજ વીયોગ દુખથી છે, દુખી પીતા વળી બને નથી પુરમાં.
અને અપર માતાના, કૃત્યે થઇ છે પ્રજા અસંતોષી.
સડો રાજ્યમાં પેઠો, એ ચીંતા મુજ રૂધીર જાય સોષી.
દૈવ જોગ આવેળા, જો કદી બલવો ઉઠે કોઇ હામે.
તોપછી રાજ્યવસ્થા, કહો પોચસે કેવે પરીણામે.
તેથી મુજ સંગાતે, અવાયને સાંભળો સ્નેહધારી.
કાજે તમ સમ કોઇ, નથી રાજ્યનો બીજો હીતકારી.
માટે મારૂં માની, રથ સાજીને જલદી પંથ પલો.
પુરમા તમે પધારો, માતપીતાના દુખમાં ભાગ ભળો. ૪૪

(સુમંતને બહુ પ્રકારે સમજાવી રામચંદ્રજી ગુહરાજાને વાણુ લાવવાનું કે છે ત્યારે)

**ગુહરાજા–ઉધોધન શામકી સુનેકોન બાતરે એ રાગનો દાદરો.**

પ્રભુ તમે નામથી, ભવાબ્ધી તારનારરે (૨)
છતાં નહી ઉતારૂ, ગંગાની પેલી પારરે. પ્રભુ તમે
સાચું ચેટક છે આરૂ, ચરણરજ મોઝારરે (૨)
પડતા પાષાણથી, જુવો પ્રગટી નારરે. પ્રભુ તમે.
કઠણ પત્થરથી હોય, કાષ્ટ કુણુ શારરે (૨)
તેથી મુજ વાણની પણ, થાય નારી આંવારરે. પ્રભુ તમે.
ધાર્યું મારૂં થાય તો, ઉતારૂ ધરી પ્યારરે (૨)
પદ ધોઈ જલ પીવાઘો, રાઘવબની ઉદારરે. પ્રભુ તમે. ૪૫

( રામચંદ્રજીએ હા પાડવાથી ગુહ રાજાએ ચરણ ધોઇ તે જલને પી જાય છે અને વાણમાં બેસારી ત્રણે જણને ગંગાને સામે કાંઠે ઊતારી પોતે સાથે જઇ ભરદ્વાજ મુનીના આશ્રમે ગયા અને ત્યાંથી ચાલવાની મુની પાસે રજા માગી ત્યારે )

**ભરદ્વાજ--ભરસેં હીયા કોન ખુદાકે લીચેલાયા મુજેકુ. એરાગ.**

તમેં રઘુરાજ આજ રાજ ને સહસાજ તજી.
લહી અહી રાજ સીતા સાથને વનસાજ સજી.
આવ્યા વનમાંય છો વનવાસીયોના ભાગ્યે કરી.
કર્યા જપ જોગ કે તપ તીર્થના ફળ રૂપ હરી,
નૈતો કેકૈ કરે સુ આમ કુટીલતાજ આવી;
કદી પણ કોણ જન શકેજ ભાવીને હઠાવી.
ટાળીને અધર્મ પર્મ ધર્મ જગેં સ્થાપવા,
શાધુ સુર ગાયને દ્વિજોના કષ્ટ કાપવા;

ત્યાગી નિજ તાત માત ભ્રાતને દુખ વેહી ઘણું.
લીધો વનવાશ છે શાબાશ તમ દયાળુ પણું. ૪૬

( પછી ભરદ્વાજની આજ્ઞા લઇ . સરવે વાલ્મીક મુનીને આશ્રમે આવી પોચે છે અને ત્યાં એકાદ દીવશ રહી ચાલવા રજા માગેછે ત્યારે)

**વાલ્મીકમુની—કહુ શું નસીએ દુખીયો કીધોછેએરાગસયાનોકનડો**

ધન્ય ધન્ય રામ પ્રણુત હીતકારી, ધન્ય રાઘવ પ્રભુ અવધ બીહારી, ધન્યધન્યટેક જન મન અમળ કમળ પ્રીય ભાનુ. ગહન દનુજવન દહન કશાનું. ધન્ય સહીત અનુજતમે જનક કુમારી, વનકુળ વસન જટા સીરધારી. ધન્ય રાજ તજીને થયા વન ચારી, જાણી લીધી તે કળાં મે તમારી. ધન્ય ભવિષ્ય કહ્યું મેં તે સાચું કરોછો, વિમળ ચરિત્ર જગેં વિસ્તરોછો, ધન્ય ધન્ય યે દાસ વછળતા તમારી, થયો હું પ્રસન્ન વિચારી વિચારી. ધન્ય. ૪૭

( ત્યાંથી ચાલીને શ્રીરામ સીતા ને લક્ષમણુ ચીત્રકુટમાં આશ્રમ બાંધી રહેછે અને ગુહરાજા પાછો પોતાના ગામમાં આવી જુવે છે તો સુમંત બેભાનમા પડેલા છે તે જોઇ તેને ધીરજ ધરાવી પોતાના સેવકો સાથેં અજોધ્યા મોકલાવેછે પછી સુમંત રાજા પાસે જાયછે ત્યારે.)

**દસરથ—. મેહેતાજીરે મહીનુ મુલ બતાવું. એ રાગ.**

ગુણુવંતારે બોલ્ય સુમંત ઉપકારી, હું હવે હીમત ગયો હારી.
મારાં વાલાંરે રામલક્ષ્મણ સીતા પ્યારી, કીયા વનમાં ગયાં તે સીધારી;
હાય દુષ્ટ પીતાને સંભારીરે, જનતા વાત છે કાંઇ ઉચારીરે.
સંભળાવ્ય મને વીસ્તારીરે, સુણીને હુ રે, છાતી સીતળ કરૂં મારી. બોલ્ય.૪૮

**સુમંત— ઓધવજી સદેશો કેજો શાંમને. એ રાગ.**

મહારાજા મુજ મુખથી આ દુખની ભરી, વાત વરણવી કેતાં નવ કેવાયજો.
હાય અભાગી ત્યાગી હું વનરામને, આવ્યો પણુ આ પાપી પ્રાણુ ન જાયજો; મ.
આજ્ઞા થતાં તમારી હું રથ જોતરી, ગયો લહી પ્રભુ પાસે પુરની બારજો.

ત્યાં અપાર ચોગરદગથી વીંટી વળ્યાં, પ્રજાજનો કરતા દુખનો પોકારજો; મ.
કોઇ વચેટ રાણીને ગાળો ભાંડતાં, કોઇ બોલતા કરી આપ અપમાનજો.
કોઇ વીધાતાને દુષણ દેતા બહુ, પણ સોને પ્રભુ સાથ જવાનું તાનજો; મ.
શાંતપણે સમઝાવી પાછાં વાળવા, કર્યો ઘણો આગ્રહ જ્યારે રઘુનાથજો.
અશક્ત જનને પુરમાં પાછાં મોકલી, બાકીના ચાલ્યા સરવે અમ સાથજો, મ.
પ્રેમી પ્રજાજનોને પથે ચાલતાં, જોઇને રથમા બેઠા નહીં રઘુવીરજો,
સાથે ચાલી સહુને ધીરજ આપતા, સાંજ પડે જઇ પોચ્યાં તમશા તીરજો: મ.
થાક્યાં પાકાં પ્રજાજનો સૌ સુઇ ગયાં, મધરાત્યે મુજસાથે બોલ્યા એમજો.
હાંકો રથ અંત્રીક્ષ મારગે આપણો, સુતેલાંને ખબર પડે નહી જેમજો, મ.
ત્રેણેજણ બેઠાંને મેં રથ હાંકીયો, પ્રભુની આજ્ઞા પરમાણે આકાશજો.
ગુહની શાદના શ્રંગવેર પુર આગળે, ઉતર્યા જૈને ગંગાના તટ પાસજો, મ.
ત્યાં વડનું પય સીંચીને બે બંધવે, ના કેતાં પણ જટા ધરી નીજ સોરજો.
તમે કહ્યુંતું તેમજ સમજાવ્યા બહુ, પણ નચળ્યા નીજ નીયમથકી રઘુવીરજો; મ.
પછી મને આજ્ઞા આપી પોતેં પ્રભુ, સ્નેહ જણાવી સેવકના સુખધામજો.
સુમંત પ્યારા હવે પધારો પુરમાં, કેજ્યો માન પોતા ગુરૂને પરણામજો; મ.
વળી કહ્યુ કેજો જઇ મારા તાતને, નકરે ચીંતા થયુ અનારૂં તેજજો.
વૃથા શોક કરવાથી શું ફળ છે હવે, તમ આશીર્વાદે અમશ્રેય થસેજજો; મ.
વળી સુમીત્રા કૌશલ્યા બેઉ માતને, કહ્યું રાઘવેં કદી કરિને કલેશજો.
મુજ વિયોગથી વ્યાકુળ થઇને રાયનુ, કરશો નૈ અપમાન ધરીને દ્વેસજો; મ.
દેવિ સુમીત્રાને સીતાયેછે કહ્યું, લક્ષ્મણની નવ કરશો ચીંતા લેશજો.
જે રીતે તમ પાસે રહી સુખ પામતા, તેમજ રેસે મુજ પાસે હમેશજો; મ.
એવામા લક્ષમણ ક્રોધેં કાંઇ બોલવા, જતા હતા પણ વાર્યા વિસ્વાધારજો;
મારાસમ નવ કેશો જૈને તાતને, એમ કહિ ચાલવા થયા તૈયારજો. મ.
વીનય કર્યો મે સાથેં જાવા તાહરેં, સમજાવ્યો ત્યાં મુજને કહિને એમજો
તાતસ્વરૂપી તમને સાથેં તેડતાં, અપર માતને પડે દગાનો વેમજો. મ.

